# A
# POCKET BOOK

ON

*Calculations to Carding & Spinning in Gujrati*

---

**WITH SOME NOTES**

COMPILED BY

V. M. Palkhivala. L. T. M.

AND

*Revised by*

**D. J. Tolat**

*AHMEDABAD*

PRINTED AT THE G. G. PRESS.

**A. D. 1892**

*Price*—Rs. *1-4-0*.

# પૉકેટ ગુજરાતી
# કાર્ડીંગ અને સ્પીનીંગનું
# ગણીત.

---

છપાવી પ્રગટ કર્ત્તા.

**શા. વાડીલાલ મોતીલાલ પાલખીવાળા.**
**એલ. ટી. એમ.**

---

**અમદાવાદ.**

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૯૨. સંવત્ ૧૯૪૮.

**કીમત રૂ ૧-૪-૦ પોસ્ટેજ જુદું.**

To,

THE HONOURABLE

RAO BAHADUR

**RANCHODLAL CHHOTALAL C.I.E.**

MEMBER OF THE LEGISLATIVE COUNCIL,

This Little Work

Is respectfully inscribed in token of the deep interest he evinces in the diffusion of Technical Education

BY



His obedient and obliged Servant

**EHE COMPILER.**

## PREFACE.

---

The long-felt want of Gujrati book on "Calculations to Carding and Spinning" adapted particularly to the wants of Carders, Spinners, Jobbers &c. who are such merely by experience without possessing any previous theoritical knowledge, has emboldened the the Compiler to place before the public the present little work. The admirable works of English authors are, for all practical purposes, sealed books to the generality of such men on account of their high prices as well as their being written in English tongue. With no aims towards money-making the present little work therefore, is offered to the public at

a cheap price, while no pains have been spared to make it really useful.

This little work contains nearly 200 typical examples treating on diverse subjects such as Scutching Carding, Framing, Ring and Mule spinning &c. The examples are work ed in such a way as to be comprehended by such as possess the mere knowledge of Decimals and Rule of three.

For better comprehension, I have added notes at the end of some examples where they are found necessary. In the present form, the auther trusts that the work will be found very convenient, handy and useful.

It is earnestly hoped that this little work, the result of much labour and research, carried on unremittingly for more than a year, will be found to answer the main purpose for which it

is intended and that every mill-hand will find it a sound and sufficient guide to a knowledge of "Calculations to Carding and Spinning.

The Compiler craves the indulgence of his readers for the mistakes that have crept in through oversight, and hopes that his labours will not go unrewarded.

In conclusion, I desire to express my best thanks to Mr. D. J. Tolat for the assistance he has kindly rendered me by correcting the proof sheets.

*Ahmedabad* *1st August* *1892.*

V. M. Palkhivala.
*L. T. M.*

# કાર્ડીંગ સ્પીનીંગનું ગણોત.

તથા

# કેટલીક સમજુતી.

## ઓપનર ( Opener ).

રૂ ખરીદ કર્યા પહેલા નીચે બતાવેલી બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ:—

> તારની લંબાઈ, તારની મજબુતી, તારની જાડાઈ, રૂની નરમાશ, રૂનો રંગ, રૂની અંદર કચરો અને સરખી લંબાઈના તાર.

વળી રૂમાં એમ પણ જોવું જોઇએ કે તેની અંદર નેપ્સ ( neps ) હોવા જોઇએ નહીં. રૂની અંદર નેપ બે રીતે બને છે, એક તો કુદરતી એટલે કાચુ રૂ લણ્યાથી બને છે અને બીજુ જીન ( gin ) ની અંદર બીયા કાહાડી નાંખતી વખતે જીન સારી હાલતમાં નહી હોવાને લીધે થાય છે. કોઈ પણ સાંચાની અંદર નેપ નીકળી શકતા નથી, અને તેથી કરીને સુતરને ઘણું નુકસાન પોહોચે છે.

રૂને છુટ્ટું (open) કરવાને માટે અને ભારે કચરો કાહાડી નાંખવાને માટે ઓપનર વપરાય છે, તે ઓપનર નીચે પ્રમાણે:—

ક્રાઇટન ઓપનર (Crighton opener).

પોરકયુ પાઇન (Porcupine).

વીલો (Willow).

## ક્રાઇટન ઓપનર:—

ક્રાઇટન ઓપનરની અંદર ઉંભુ કોન (cone) ના આકારનું બીટર (beater) હોય છે, આ બીટરના શેફ્ટ (shaft) ઉપર કાસ્ટ આયર્ન (cast iron) ની થાળીઓ (discs) જડેલી હોય છે અને થાળીઓની ઉપર પોલાદ (steel) ની બ્લેડસ (blades) જડેલી હોય છે. બીટરની આસપાસ જાળી (grid) હોય છે જેમાંથી કચરો વીગરે બાહાર પડે છે. આ ઓપનરની અંદર રૂને નીચેથી દાખલ કરવામાં આવે છે અને સાફ થઇને ઉપરથી બહાર આવે છે. રૂ બરોબર સાફ થયું એટલે વધારેવાર રહી શકતું નથી કારણ કે જેવું તે બરાબર છુટું થયું કે તરતજ પંખાથી (fan) કેજીઝ (cages) ઉપર જતું રહે છે. જે રૂની અંદર વધારે કચરો હોય છે તે સાફ થતા સુધી

ઉપર આવી શકતું નથી. વળી તેની અંદર લુઝ-ફીડીંગ (loose feeding) કરવામાં આવે છે તેથી રૂના તારને બીલકુલ નુકશાન કે ઈજા થતી નથી. બીટરની આસપાસ જે જાળી મુકવામાં આવે છે તેમાં ઉભા કાણાં (vertical holes) વાળી સારી ગણાય છે કારણ કે તેમાંથી બીલકુલ રૂ નીકળી શકતું નથી પણ ફક્ત કચરો બહાર પડે છે. આ ઓપનરની અંદર પંખાથી રૂ ખેંચાઈ આવે છે. બીટરને એક મીનીટમાં આશરે ૧૦૦૦ આંટા ફેરવવામાં આવે છે. વળી બીટર ઉભું રાખવામાં આવેલું છે તેથી નીકળી ગયેલો કચરો ફરી રૂની અંદર જઈ શકતો નથી. જો સાંચાની અંદર પહેલાં વધારે કચરાવાળું અથવા ટુંકા તાર વાળું રૂ વપરાતું હોય અને પછી ઓછા કચરાવાળું અથવા લાંબા તારનું રૂ વાપરવું હોય તો પંખાની ઝડપમાં વધારો કરવો અને જાળી સળીઆની બનેલી હોય તો તેને બદલીને સળીઆની વચ્ચે ઓછી જગા (space) વાળી બીજી જાળી મુકવી, અને બીટર બ્લેડ અને ગ્રીડની વચ્ચે છેટું વધારવું.

આ ઓપનર સીંગલ (single), ડબલ

( double ) અથવા લેપમસીનની સાથે જોડાએલું ( combined with lap machine ) હોય છે.

## પોરક્યુપાઈન:—

પોરક્યુપાઈનિ ઓપનર ક્રાઈટન ઓપનરની સાથે પાઈપ ( pipe ) થી જોડેલું હોય છે. આ ઓપનરની અંદર રૂને મોકલવાથી કેટલોક ભારે કચરો નીકળી જાય છે અને તેથી ક્રાઈટન ઓપનરમાં રૂ બરોબર સાફ થાય છે. આ ઓપનરની અંદર બીટરને સપાટ (horizontal) મુકવામાં આવેલું છે. આ ઓપનરને ઘણું કરીને મીક્સીંગ રૂમમાં ( mixing room ) માં મુકવામાં આવે છે અને રૂ પાઈપમાં થઈને ઓપનરમાં આવે છે.

## વીલો:—

વીલો ઓપનરમાં સીલીન્ડર ( cylinder ) ની ઉપર જાડા દાંતા હોય છે. સીલીન્ડરના ઉપરના ઢાંકણાને સીલીન્ડરની માફક દાંતા હોય છે. આ સીલીન્ડરની નીચે સળીઆની જાળી હોય છે જેની ઉપર રૂ અથડાય છે અને કચરો નીકળી જાય છે. આ ઓપનરની અંદર રૂના તારને બીલકુલ નુક-

શાન થતું નથી અને તે ઘણું કરીને વેસ્ટ (waste) સાફ કરવાને માટે વપરાય છે. આ ઓપનરની અંદર જેટલો વખત રૂ રાખવું હોય તેટલી વખત રાખી શકાય છે. બારણાને નીચું કરીને રૂ મુકવામાં આવે છે અને પછી બારણું બંધ કરવામાં આવે છે અને રૂને તેની અંદર જેટલી વખત રાખવું હોય તેટલી વખત રખાય છે. ચોખા રૂ કરતાં વધારે કચરાવાળા રૂને વધારે વખત રાખવાની જરૂર છે. વળી વીલોમાં એવી પણ ગોઠવણી હોય છે કે તેની અંદર અમુખ વખત રૂ રહ્યા પછી પોતાની મેળે બારણું ઉઘડી જાય અને સાફ થયેલું રૂ બાહાર પડે.

**સ્કચીંગ મસીન** (Scutching machine).

જો લાંઇગ શેફ્ટ (lying shaft) એક મીનીટમાં ૧૩૫ આંટા ફરે છે અને તેના ઉપર ૩૬ ઇંચની પુલી (pulley) છે; આ પુલીમાંથી ૧૬ ઇંચિની પુલીને ગતી મલે છે (આ પુલીની પાસે એક લુઝ પુલી loose pulley છે), આ પુલીની શેફ્ટ (shaft) ઉપર બીજી ૩૬ ઇંચની પુલી છે કે જે બીટર (beater) ઉપરની ૧૦ ઇંચની પુલીને ચલાવે છે તો બીટર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

૧૩૫
૩૬
૮૧૦
૪૦૫
૪૮૬૦
૩૬
૨૯૧૬૦
૧૪૫૮૦
૧૭૪૯૬૦

૧૬
૧૦
૧૬૦

૧૬૦)૧૭૪૯૬૦(૧૦૯૩.૫
૧૬૦
૧૪૯૬
૧૪૪૦
૫૬૦
૪૮૦
૮૦૦
૮૦૦
× ×

આંટા.

૧૦૯૩.૫ જવાબ

જો લાઈંગ શેફ્ટ ( lying shaft ) એક મીનીટમાં ૧૩૫ આંટા ફરે છે અને તેના ઉપર ૩૬ ઇંચિની પુલી ( pulley ) છે; આ પુલીમાંથી ૧૬ ઇંચિની પુલીને ગતી મળે છે ( આ પુલીની પાસે લુઝ પુલી loose pulley છે); આ પુલીના શેફ્ટ ઉપર બીજી એક ૩૬ ઇંચની પુલી છે, અને બીટરને એક મીનીટમાં ૧૨૦૦ આંટા ફેરવવું છે

તો બીટર ઉપર કેટલા ઇંચિની પુલી મુકવી જોઇએ?

```
  ૧૩૫              ૧૨૦૦
   ૩૬                ૧૬
 ----             -----
  ૮૧૦             ૧૯૨૦૦
 ૪૦૫
 ----
 ૪૮૬૦     ૧૯૨૦૦)૧૭૪૯૬૦(૯.૧૧
   ૩૬           ૧૭૨૮૦૦
 -----          ------
 ૨૯૧૬૦            ૨૧૬૦૦
૧૪૫૮૦             ૧૯૨૦૦
------            -----
૧૭૪૯૬૦             ૨૪૦૦૦
                   ૧૯૨૦૦
                   -----
                    ૪૮૦૦
```

ઇંચિની પુલી.

૯.૧૧ જવાબ.

ફીનીશર સ્કચર (finisher scutcher)ની અંદર બે અથવા ત્રણ બ્લેડ (blades) વાળું બીટર હોય છે; બે બ્લેડવાળા બીટર (beater) ને એક મીનીટમાં ૧૨૦૦ થી ૧૫૦૦ આંટા ફેરવવામાં આવે છે અને ત્રણ બ્લેડવાળા બીટરને ૯૦૦ થી ૧૦૦૦ આંટા ફેરવવામાં આવે છે. બે બ્લેડવાળા બીટરનો વ્યાસ (diameter) આશરે ૧૪ ઇંચિ હોય છે અને ત્રણ બ્લેડવાળા બીટરનો વ્યાસ ૧૬ થી

૧૮ ઈંચ હોય છે. જેમ રૂનો તાર લાંબો તેમ બીટર ધીમે ચલાવવું જોઇએ; અને વધારે કચરાવાળા રૂને માટે બીટરને ઉતાવળું ચલાવવું જોઇએ. બીટરને જોઇએ તે કરતાં વધારે ઝડપથી ચલાવવું જોઇએ નહી કારણ કે વધારે ઝડપથી રૂના તારને નુક-શાન પોહોચે છે. જો બીટર બ્લેડસ ખરાબ રીતે ઘસાઇ ગઇ હોય તો પેડલ ( pedal ) અને રો-લર ( roller ) માંથી નીકળતા રૂને બરોબર સાફ કરી શકતું નથી, તેથી બીટરને અવળું ફે-રવી નાંખવું, એટલે કે જમણી બાજુ ડાબી બા-જુ ઉપર મુકવી અને બીટર ઉપરની પુલી તેને તેજ બાજુ ઉપર મુકવી; જો આવી રીતે કરી ચુકયા હોઇએ અગર ફેરવી શકાય એમ નહી હોય તો તે બ્લેડોને પ્લેનીંગ મસીન ( planning machine ) ઉપર ઘસાઇ ગયેલા ભાગને બરા-બર કરવા જોઇએ?

જો બીટર ( beater ) ઉપર ૯ ઇંચિની પુલી ( pulley ) છે અને તે એક મીનીટમાં ૧૦૦૦ આંટા ફરે છે અને ફેન ( fan ) ઉપર ૬ ઇંચિની પુલી છે તો ફેન એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

```
         ૧૦૦૦
            ૫
       ─────────
    ૬)૫૦૦૦(૧૫૦૦
      ૬
      ──
      ૩૦
      ૪૦      આંટા.
      ──
      ××      ૧૫૦૦ જવાબ.
```

જો લાઇંગ શેફ્ટ (lying shaft) એક મીનીટમાં ૩૦૦ આંટા ફરે છે અને બીટરને એક મીનીટમાં ૧૨૦૦ આંટા ફેરવવું છે તો લાઇંગ શેફ્ટ ઉપર અને બીટર (beater) ઉપર કેટલા કેટલા ઇંચિની પુલી મુકવી જોઇએ?

(બીટર ઉપર ઘણું કરીને ૧૦ થી ૧૨ ઇંચિની પુલી મુકવામાં આવે છે).

ધારો કે બીટર ઉપર ૧૦ ઇંચિની પુલી મુકએ તો

```
          ૧૨૦૦
            ૧૦
        ─────────
    ૩૦૦)૧૨૦૦૦(૪૦
        ૧૨૦૦
        ─────
         × ×
```

૧૦ ઇંચિની પુલી બીટર ઉપર. ૪૦ ઇંચિની પુલી લાઇંગ શેફ્ટ ઉપર.

૧૦ ૪૦ જવાબ.

જો બીટર ( beater ) ઉપર ૯ ઈંચની પુલી ( pulley ) છે અને તે એક મીનીટમાં ૧૦૦૦ આંટા ફરે છે અને ફેન ( fan ) ને એક મીનીટમાં ૧૨૦૦ આંટા ફેરવવો છે તો ફેન ઉપર કેટલા ઈંચની પુલી મુકવી જોઇએ?

```
            ૧૦૦૦
               ૯
          ------
  ૧૨૦૦) ૯૦૦૦ (૭.૫
         ૮૪૦૦
        -------
          ૬૦૦૦
          ૬૦૦૦     ઈંચની પુલી.
          ----
          ×   ×    ૭.૫ જવાબ.
```

કેજીઝ ( cages ) ઉપર રૂ બરોબર સરખી રીતે જવું જોઇએ; અને જો સરખી રીતે નહી જાય તો લેપ જાડો પાતળો નીકળે છે. કેજીઝ ઉપર રૂ સરખુ મોકલવાનું કામ પંખો કરે છે માટે તે પંખાને જેટલી જોઇએ તેટલી ઝડપથી ચલાવવો જોઇએ. જો જોઇએ તે કરતાં વધારે ઝડપથી ચલાવવામાં આવે તો રૂ કેજીઝ ઉપર સારી રીતે જઈ શકતું નથી એટલે કોઈ ઠેકાણે

જાડું અને કોઈ ઠેકાણે પાતળું પથરાય છે અને તેથી લેપ ( lap ) જાડો પાતળો નીકળે છે; વળી રૂમાંથી કચરો બરાબર નીકળી શકતો નથી કારણ કે રૂ ઘણી ઝડપથી કેજીઝ ઉપર જતું રહે છે. જો પંખાને જોઇએ તે કરતાં ઓછી ઝડપથી ચલાવવામાં આવે તો રૂ બીટરમાંથી કેજીઝ ઉપર જેમ જોઇએ તેમ જઈ શકતું નથી. અને તેથી લેપ જાડો પાતળો બને છે.

વળી ફ્લુઝ ( flues ) પણ બરોબર સાફ હોવી જોઇએ; જો સાફ નહી હોય તો પંખાથી ઉત્પન્ન થતી હવા કમી થઈ જાય છે અને તેથી કરીને રૂમાંથી કચરો બરોબર નીકળી શકતો નથી અને બીટરમાંથી રૂ ઝડપથી જઈ શકતું નથી.

## માપનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૫૪ ઇંચ | = | ૧ થ્રેડ ( thread ). |
| ૮૦ થ્રેડ | = | ૧ લી ( lea ) અથવા ૧૨૦ વાર. |
| ૭ લી | = | ૧ હેન્ક (hank) અથવા ૮૪૦વાર. |
| ૧૦ હેન્ક | = | ૧ નોટ (knot) અથવા ૮૪૦૦વાર. |

## લેપનો હેન્ક કેવી રીતે કાહાડવો:—

જો ૧ વાર લેપ ( lap ) નું વજન ૧૨ ઔંસ ( ounce ) હોય તો લેપનો હેન્ક ( hank ) કેટલો?

```
૮૪૦)૭૦૦૦(૮.૩ ગ્રેન ડીવીડન્ડ (dividend)
    ૬૭૨૦
    ----
     ૨૮૦૦
     ૨૫૨૦
     ----
      ૨૮૦
```

૧૨ ઔંસ = ૫૨૫૦ ગ્રેન.

```
૫૨૫૦)૮.૩૦૦(.૦૦૧૫૮
     ૫૨૫૦
     ----
      ૩૦૫૦૦
      ૨૬૨૫૦
      -----
       ૪૨૫૦૦
       ૪૨૦૦૦          હેન્ક.
       -----
         ૫૦૦          .૦૦૧૫૮ જવાબ.
```

હેન્ક કાહાડવાને માટે પહેલવહેલા ડીવીડન્ડ (dividend) કાહાડવો જોઇએ અને તે ડીવીડન્ડને તેના વજનથી ભાગી નાંખવાથી હેન્ક નીકળે છે.

| | | | |
|---|---|---|---|
| ૮૪૦ | વાર | ૭૦૦૦ ડીવીડન્ડ(dividend) | |
| ૧૨૦ | ,, | ૧૦૦૦ | ,, |
| ૯૦ | ,, | ૭૫૦ | ,, |
| ૮૦ | ,, | ૬૬૬.૬ | ,, |
| ૬૦ | ,, | ૫૦૦ | ,, |
| ૩૦ | ,, | ૨૫૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૦ | ,, | ૧૬૬.૬ | ,, |
| ૧૫ | ,, | ૧૨૫ | ,, |
| ૧૦ | ,, | ૮૩.૩ | ,, |
| ૯ | ,, | ૭૫ | ,, |
| ૬ | ,, | ૫૦ | ,, |
| ૫ | ,, | ૪૧.૬ | ,, |
| ૪ | ,, | ૩૩.૩ | ,, |
| ૩ | ,, | ૨૫ | ,, |
| ૨ | ,, | ૧૬.૬ | ,, |
| ૧ | ,, | ૮.૩ | ,, |

જો એકવાર લેપ ( lap ) નું વજન ૧૨ ઔંસ ( ounce ) હોય છે ત્યારે તેનો હેન્ક ( hank ) .૦૦૧૫૮ છે અને તે લેપનું વજન ૧૧ ઔંસ કર્યું હોય તો તેનો હેન્ક કેટલો ?

```
         .૦૦૧૫૮
             ૧૨
     ───────────
 ૧૧ ) .૦૧૮૯૬ ( .૦૦૧૭૨
       ૧૧
       ──
       ૭૯
       ૭૭
       ──
        ૨૬
        ૨૨       હેન્ક.
        ──
         ૪    .૦૦૧૭૨ જવાબ.
```

૨૦૦૦૦ પૌન્ડ (lbs) ની મીકસીંગ (mixing) કરેલી છે અને તેને ઓપનર (opener) માં મોકલ્યા પહેલા ૩ ટકા હવામાં ઉડી જાય છે; ઓપનરમાં ૫ ટકા ઘટ પડે છે અને ઓપનરથી સ્કચીંગ મસીન સુધીમાં ૩ ટકા ઘટ પડે છે તો કેટલા પૌન્ડ રૂના લેપ (lap) નીકળશે?

૧૦૦:૨૦૦૦૦::૩

૩

૧૦૦)૬૦૦૦૦(૬૦૦
૬૦૦
××

૨૦૦૦૦
૬૦૦
૧૯૪૦૦ પૌન્ડ, હવામાં ઉડી ગયા પછી રહ્યું.

૧૦૦:૧૯૪૦૦::૫

૫

૧૦૦)૯૭૦૦૦(૯૭૦
૯૦૦
૭૦૦
૭૦૦
××

૧૯૪૦૦
  ૯૭૦

૧૮૪૩૦ પૌન્ડ, ઓપનરમાં મોકલ્યા પછી રહ્યું.

૧૦૦:૧૮૪૩૦::૩

```
                 ૩
       ------------
૧૦૦ ) ૫૫૨૯૦ ( ૫૫૨.૯
       ૫૦૦
       ----
        ૫૨૯
        ૫૦૦
        ----
         ૨૯૦
         ૨૫૦
         ----
          ૯૦૦
          ૯૦૦
          ----
          × ×
```

૧૮૪૩૦
  ૫૫૨.૯

૧૭૮૭૭.૧ પૌન્ડ, રૂના લેપ નીકળશે જવાબ.

જો બીટર (beater) એક મીનીટમાં ૧૦૦૦ આંટા ફરે છે અને તેના ઉપર ૧૦ ઇંચની પુલી (pulley) છે; આ પુલીમાંથી ૧૨ ઇંચિની પુ-લીને ગતી મળે છે; (આ પુલીની પાસે એક લુઝ પુલી loose pulley છે) ૧૨ ઇંચ-

ની પુલીના શેફ્ટ (shaft) ને બીજે છેડે એક ૧૦ ઈંચની ગ્રુવ્ડ પુલી (grooved pulley) છે; આ ૧૦ ઇંચની પુલીમાંથી ૬ ઈંચની પુલી ચાલે છે કે જે પુલી કોનડ્રમ (cone drum) ઉપર હોય છે (આ ડ્રાઈવીંગ કોન driving cone કહેવાય છે) કે જે બીજા કોનને પટાવડે ચલાવે છે; આ કોનની ઉપર એક વર્મ (worm) છે કે જે ૧૨૦ દાંતાના ચક્કરની અંદર ગીયર (gear) છે; ૧૨૦ દાંતાના ચક્કરના શેફ્ટ ઉપર એક ૩૬ દાંતાનું ચક્કર છે કે જે ફીડરોલર (feed roller) ઉપરના ૪૮ દાંતાના ચક્કરને ચલાવે છે તો ફીડરોલર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

```
   ૧૦૦૦              ૧૨
     ૧૦               ૬
  -----              ---
  ૧૦૦૦૦              ૭૨
     ૧૦
 ------
૭૨)૧૦૦૦૦૦(૧૩૮૮.૮
   ૭૨
   ---
   ૨૮૦
   ૨૧૬
   ---
    ૬૪૦
```

```
   ૫૭૬
  -----
    ૬૪૦
    ૫૭૬
   -----
     ૬૪૦
     ૫૭૬
    -----
      ૬૪
```

.૧૩૮૮.૮ ડ્રાઈવીંગકોનના એક મીનીટમાં આંટા.

```
      ૩૬                    ૧૨૦
  -------                    ૪૮
   ૮૩૩૨૮                  -----
  ૪૧૬૬૪                     ૯૬૦
  -------                  ૪૮૦
  ૪૯૯૯૬૮                  -----
                           ૫૭૬૦

૫૭૬૦)૪૯૯૯૬૮(૮.૬૮
      ૪૬૦૮૦
      -------
       ૩૯૧૬૮
       ૩૪૫૬૦
       -------
        ૪૬૦૮૦
        ૪૬૦૮૦
        -------
         × ×
```

આંટા.

૮.૬૮ જવાબ.

જો બીટર (beater) એક મીનીટમાં ૧૦૦૦ આંટા ફરે છે અને તેના ઉપર ૧૦ ઇંચની પુલી (pulley) છે; ૧૦ ઇંચની પુલીમાંથી ૧૨ ઇં-

ચની પુલી ચાલે છે; ૧૨ ઇંચની પુલીના શેફ્ટ (shaft) ના બીજા છેડે ૧૪ ઇંચની પુલી છે કે જે પુલી બીજી ૨૪ ઇંચની પુલીને ચલાવે છે; ૨૪ ઇંચની પુલીના શેફ્ટ ઉપર ૩૨ દાંતાનું ચક્કર છે કે જે ૯૫ દાંતાના ચક્કરને ચલાવે છે; આ ચક્કરના શેફ્ટના બીજા છેડે ૧૩ દાંતાનું ચક્કર છે કે જે ૫૦ દાંતાના ચક્કરને ચલાવે છે; ૫૦ દાંતાના ચક્કરના શેફ્ટ ઉપર બીજું ૧૩ દાંતાનું ચક્કર છે કે જે લેપરોલર (lap roller) ઉપરના ૫૦ દાંતાના ચક્કરને ચલાવે છે તો લેપરોલર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

| | |
|---|---|
| ૧૦૦૦ | ૧૨ |
| ૧૦ | ૨૪ |
| ૧૦૦૦૦ | ૨૮૮ |
| ૧૪ | ૯૫ |
| ૧૪૦૦૦૦ | ૧૪૪૦ |
| ૩૨ | ૨૫૯૨ |
| ૪૪૮૦૦૦૦ | ૨૭૩૬૦ |
| ૧૩ | ૫૦ |
| ૫૮૨૪૦૦૦૦ | ૧૩૬૮૦૦૦ |
| ૧૩ | ૫૦ |
| ૭૫૭૧૨૦૦૦૦ | ૬૮૪૦૦૦૦૦ |

૬૮૪૦૦૦૦૦)૭૫૭૧૨૦૦૦૦(૧૧.૬
૬૮૪૦૦૦૦૦
૭૩૧૨૦૦૦૦
૬૮૪૦૦૦૦૦
૪૭૨૦૦૦૦૦
૪૧૦૪૦૦૦૦
૬૧૬૦૦૦૦

આંટા.

૧૧.૬ જવાબ.

**સ્કચીંગ મસીનમાં ડ્રાફ્ટ કેવી રીતે કાહાડવો:—**

જો એક મીનીટમાં લેપરોલર ( lap roller ) ૧૧.૬ આંટા ફરે અને તેનો બ્યાસ (diameter) ૯ ઇંચનો હોય અને ફીડરોલર ( feed roller ) એક મીનીટમાં ૮.૬૮ આંટા ફરે અને તેનો બ્યાસ ૨.૫ ઇંચનો હોય તો ડ્રાફ્ટ ( draft ) કેટલો?

| | |
|---|---|
| ૧૧.૬ | ૮.૬૮ |
| ૯ | ૨.૫ |
| ૧૦૪.૪ | ૪૩૪૦ |
| | ૧૭૩૬ |
| | ૨૧.૭૦૦ |

૨૧.૭)૧૦૪.૪(૪.૮
૮૬૮
---
૧૭૬૦
૧૭૩૬
---
૨૪

ડ્રાફ્ટ.
૪.૮ જવાબ.

**લેપ મસીનમાં ડ્રાફ્ટ કેવી રીતે કાહાડવો:—**

જો લેપમશીન (lap machine) ની અંદર લેપ રોલરનો વ્યાસ (diameter) ૯ ઇંચનો છે; તેને છેડે એક ૩૫ દાંતાનું ચક્કર છે કે જે કેલેન્ડર રોલર (calender roller) ઉપરના ૨૦ દાંતાના ચક્કરને ચલાવે છે; આ કેલેન્ડર રોલરના બીજા છેડે બીજું એક ૨૪ દાંતાનું ચક્કર છે કે જે સાઈડ શેફ્ટ (side shaft) ઉપરના ૨૪ દાંતાના બેવીલવીલ (bevil wheel) ને ચલાવે છે, સાઈડ શેફ્ટના બીજા છેડે ૩૦ દાંતાનું બેવીલવીલ છે કે જે ફીડરોલર (feed roller) ઉપરના ૨૮ દાતાના બેવીલવીલને ચલાવે છે અને ફીડરોલરનો વ્યાસ ૨ ઇંચને છે તો ડ્રાફ્ટ (draft) કેટલો ?

| | |
|---|---|
| ૩૫ | ૨૦ |
| ૩૦ | ૨૮ |
| ૧૦૫૦ | ૫૬૦ |
| ૨ | ૯ |
| ૨૧૦૦ | ૫૦૪૦ |

```
૨૧૦૦)૫૦૪૦(૨.૪
     ૪૨૦૦
      ૮૪૦૦
      ૮૪૦૦
      ×  ×
```

ડ્રાફ્ટ.

૨.૪ જવાબ.

N. B. સરખા દાંતાના ડ્રાઇવિર અને ડ્રીવન વીલને હીસાબમાં લેવાની જરૂર નથી.

**લેપનું વજન કેવી રીતે કાહાડવું:—**

જો લેપમસીન ( lap machine ) ની અંદર ૨ ડ્રાફ્ટ ( draft ) હોય અને લેપ ( lap ) ૪૦ વાર લાંબો નીકલતો હોય અને એકવાર લેટીસ ( lattice ) ઉપર ૧.૫ પૌન્ડ રૂ પાથરવામાં આવે તો એક લેપ નીકળવાને માટે કેટલી વાર રૂ જોખીને લેટીસ ઉપર નાંખવું પડશે અને તે લેપનું વજન કેટલું થશે?

૧ વાર=૩૬ ઇંચ.

૩૬          ૪૦ વાર=૧૪૪૦ ઇંચ
 ૨
----
૭૨

૭૨)૧૪૪૦(૨૦ વખત જોખીને નાંખવું પડે. જવાબ.
   ૧૪૪
   ----
   × ×

૨૦
૧.૫          પૌન્ડ વજન.
----
૩૦.૦          ૩૦ જવાબ.

જો ૧૦ ઇંચની પુલી ( pulley ) હોય તો લેપ ( lap ) ૩૦ પૌન્ડનો નીકળે અને ૨૭ પૌન્ડનો લેપ કાહાડવો હોય તો કેટલા ઇંચની પુલી મુકવી ?

    ૨૭
    ૧૦
    ----
૩૦)૨૭૦(૯
    ૨૭૦          ઇંચની પુલી.
    ----
    × ×          ૯ જવાબ.

જો લેપ ( lap ) નો હેન્ક ( hank ) બદલવો હોય અને લેપની લંબાઈ તેને તેજ રાખવી હોય તો ત્રણ રીતે થઈ શકે છે. એક તો પુલી કે જે ડ્રાઇવીંગકોન ( driving cone ) ને ચલાવે છે તે

બદલવી એટલે જો લેપ જાડો નીકળતો હોય અને પાતળો કાહાડવો હોય તો નાની પુલી મુકવી જેથી ડ્રાઇવીંગકોનની ઝડપમાં ઘટાડો થશે. બીજુ પીઆનો ફીડમોસન (piano-feed motion) ની પાસે જે લોઢાની સીક છે તેના આંટા ફેરવવા, ત્રીજુ બોલગાઇડ (ball guide) ની અંદર જે લખોટા (balls) રહેલા છે તેમાં ફેરફાર કરવો જોઇએ.

જો લેપરોલર (lap roller) એક મીનીટમાં ૧૦ આંટા ફરે છે અને તેનો વ્યાસ (diameter) ૯ ઇંચનો છે તો એક લેપ જે ૩૯ વાર લાંબો છે તે નીકલવાને કેટલો વખત લાગશે?

```
   ૩.૧૪
      ૯
  -------
  ૨૮.૨૬ લેપરોલરનો ઘેરાવો.
     ૧૦
  -------
 ૨૮૨.૬૦  ઇંચ, એક મીનીટમાં લેપ નીકળશે
   ૩૯ વાર=૧૪૦૪ ઇંચ.

૨૮૨.૬)૧૪૦૪૦(૪.૯
       ૧૧૩૦૪
      --------
        ૨૭૩૬૦
        ૨૫૪૩૪
      --------
         ૧૯૨૬
```

આશરે મીનીટ.

૫ જવાબ.

## લેપની લંબાઈ કેવી રીતે કાહાડવી:—

જો કેલેન્ડર રોલર (calender roller) નો વ્યાસ (diameter) ૫.૫ ઇંચનો છે; તેને છેડે એક વર્મ (worm) છે કે જે સાઇડ શેફ્ટ (side shaft) ઉપરના ૨૬ દાંતાના ચક્રરમાં ગીયર છે; આ સાઇડ શેફ્ટના બીજે છેડે ૧૮ દાંતાનું ચક્રર છે કે જે ૫૦ દાંતાના નોકીંગ ઓફ વીલ (knocking-off-wheel) ની અંદર ગીયર છે તો લેપ કેટલો લાંબો નીકળશે?

```
    ૩.૧૪                        ૫૦
     ૫.૫                        ૨૬
  -------                   ---------
    ૧૫૭૦                ૧૮)૧૩૦૦(૭૨.૨
   ૧૫૭૦                    ૧૨૬
  -------                   -----
  ૧૭.૨૭૦ ઇંચ કેલેન્ડર રો-      ૪૦
    ૭૨.૨  લરનો ઘેરાવો.         ૩૬
  -------                     ----
    ૩૪૫૪૦                       ૪
   ૩૪૫૪૦
  ૧૨૦૮૯૦
  --------
  ૧૨૪૬.૮૯૪૦  ઇંચ.
```

```
૩૬)૧૨૪૬.૮૯(૩૪.૬૩
    ૧૦૮
    ---
     ૧૬૬
     ૧૪૪
     ---
      ૨૨૮
      ૨૧૬
      ---
       ૧૨૯
       ૧૦૮        વાર
       ---
        ૨૧      ૩૪.૬૩ જવાબ.
```

## ચેન્જ પીનીઅન કેવી રીતે ખોળી કાહાડવું:—

જો કેલેન્ડર રોલર ( calender roller ) નો વ્યાસ ૫.૫ ઇંચનો છે, તેને છેડે એક વર્મ (worm) છે કે જે સાઇડ શેફ્ટ ( side shaft ) ઉપરના ૨૫ દાંતાના ચક્કરમાં ગીયર (gear)છે; નોકીંગ ઑફ વીલ ( kneeking-off-wheel ) ૫૦ દાંતાનું છે અને લેપ ૪૦ વારનો કરવો છે તો કેટલા દાંતાનું ચેન્જ પીનીઅન ( change pinion ) મુકવું જોઇએ.

| વાર. | | ઇંચ. |
|---|---|---|
| ૪૦ | = | ૧૪૪૦ |

```
     ૫.૫
    ૩.૧૪
    ----
    ૨૨૦
    ૫૫
  ૧૬૫
  ------
  ૧૭.૨૭૦
```

૧૭.૨૭૦ ઇંચ, કેલેન્ડર રોલરનો ઘેરાવો.

```
૧૭.૨૭)૧૪૪૦૦(૮૩.૩
       ૧૩૮૧૬
       -----
        ૫૮૪૦
        ૫૧૮૧
        -----
         ૬૫૯૦
         ૫૧૮૧
         -----
         ૧૪૦૯
```

૮૩.૩ કેલેન્ડર રોલરના આંટા.

```
૨૫)૮૩.૩(૩.૩            ૩.૩)૫૦(૧૫
   ૭૫                      ૩૩
   --                      ---
    ૮૩                     ૧૭૦
    ૭૫                     ૧૬૫
    --                     ---
     ૮                       ૫
```

દાંતાનું ચેન્જ પીનીઅન
૧૫ જવાબ.

**ચેન્જ પીનીઅન કેવી રીતે બદલવું:—**

જો ૩૦ વાર લાંબો લેપ (lap) કાહાડવાનો

માટે ૧૮ દાંતાનું ચેન્જ પીનીઅન (change-pinion) છે અને તે લેપની લંબાઈ ૩૬ વાર કરવી હોય તો કેટલા દાંતાનું ચેન્જ પીનીઅન મુકવું જોઇએ ?

```
        ૩૨
        ૧૮
   ૩૬)૫૭૬(૧૬
      ૩૬
      ───
      ૨૧૬
      ૨૧૬   દાંતાનું ચેન્જ પીની-
      ───
      × ×   ૧૬ જવાબ. અન.
```

જ્યારે લેપની લંબાઇમાં ફેરફાર કરવો હોય છે ત્યારે ઘણું કરીને નોકીંગ ઓફ વીલ (knocking-off-wheel) ને ચલાવનાર ચક્કર બદલવામાં આવે છે; જો લંબાઇમાં ઘટાડો કરવો હોય તો વધારે દાંતાનું મુકવું જોઇએ અને જો વધારો કરવો હોય તો ઓછા દાંતાનું મુકવું જોઇએ.

જો ૨૦ નંબરનું સુતર કાહાડવાને માટે બે વાર લેપનું વજન ૨પૌન્ડ હોય અને ૨૫ નંબરનું સુતર કાહાડવું હોય તો બે વાર લેપનું વજન કેટલું રાખવું ?

પૌન્ડ. ઔાસ.

૨ = ૩૨

```
   ૩૨
   ૨૦
૨૫)૬૪૦(૨૫૬
   ૫૦
   ---
   ૧૪૦
   ૧૨૫
   ---
    ૧૫૦
    ૧૫૦
    ---
    × ×
```

ઔાસ.

૨૫.૬ જવાબ.

જો બીટર (beater) એક મીનીટમાં ૧૦૦૦ આંટા ફરે છે અને તેને બે બ્લેડ (blade) છે અને ૪૦ વાર લેપ (lap) નું વજન ૩૦ પૌન્ડ છે અને તે લેપને નીકળી રહેતા ૫ મીનીટ લાગે છે તો એક મીનીટમાં ૧ પૌન્ડ રૂને બીટરની બ્લેડના કેટલા ઝપાટા લાગશે?

```
 1000        30)10000(333.3
    2            90
 ----           ---
 2000            100
    5             90
 ----            ---
10000             100
                   90
                  ---
                  100
                   90
                   --
                   10
```

ઝપાટા.

333.3 જવાબ.

**ઘટ કેવી રીતે કાહાડવી:—**

જો૧ · પૌન્ડ(lbs)૩ સેપમસીનમાં('ap machine) મોકલીએ અને તેમાંથી ૫ ઔંસ (ounce) ઘટ પડે તો કેટલા ટકા ઘટ પડી કહેવાય?

```
     100
       5
    ----
10)500(50 ઔંસ.
   50
   --
   ××
```

૫૦ = ૩ ૨ પૌન્ડ.

ટકા ઘટ

૩ ૨ જવાબ.

જો ૧ વાર લેપ (lap) નું વજન ૧૧ ઔંસ (ounce) રાખ્યું છે તો આખા દીવસમાં ૨૯૦૪ પૌન્ડના લેપ નીકળે છે તો આખા દીવસમાં ૩૧૬૮ પૌન્ડના લેપ કાહાડવાને માટે એકવાર લેપનું વજન કેટલું રાખવું જોઇએ?

```
        ૩૧૬૮
          ૧૧
      --------
        ૩૧૬૮
       ૩૧૬૮
      --------
૨૯૦૪)૩૪૮૪૮(૧૨
      ૨૯૦૪
      --------
       ૫૮૦૮
       ૫૮૦૮
      --------
       ×   ×          ઔંસ.
```

૧૨ જવાબ.

લેપ (lap) બરોબર સારો કાહાડવાને માટે નીચે બતાવેલી બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ:—

લેપમસીનની અંદર ફીડ (feed) સરખુ થવું જોઇએ; પંખાને (fan) જેટલી જોઇએ એટલી ઝડપથી ચલાવવો જોઇએ. હવાના રસ્તા બરોબર સાફ હોવા જોઇએ? કેલેન્ડર રોલર્સ (calender

roller ) ને દબાવનાર વજનો ( weights ) બેઉ બાજુએ બરોબર હોવા જોઇએ અને જેટલું જોઇએ એટલું વજન રાખવું જોઇએ; અને લેપ સ્પીન્ડલ ( lap spindle ) બેઉ બાજુએથી બરોબર દબાવવો જોઇએ.

---

## કાર્ડીંગ. ( Carding Engine. )

જો લાઇંગ શેફ્ટ (lying shaft) એક મીનીટમાં ૧૩૧ આંટા ફરે અને તેના ઉપર ૧૬ ઇંચની પુલી ( pulley ) હોય અને કાર્ડીંગ એન્જીનના સીલીન્ડર ( cylinder ) ઉપર ૧૪ ઇંચની પુલીહોય તો સીલીન્ડર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

```
        ૧૩૧
         ૧૬
      --------
 ૧૪)૨૦૯૬(૧૪૯.૭
     ૧૪
     ----
      ૬૯
      ૫૬
      ----
      ૧૩૬
      ૧૨૬
      ----
       ૧૦૦
        ૯૮      આસરે આંટા.
       ----
         ૨      ૧૫૦ જવાબ.
```

જો લાઇંગ શેફ્ટ ( lying shaft ) એક મીનીટમાં ૧૩૧ આંટા ફરે છે અને તેના ઉપર ૧૬ ઇંચની પુલી ( pulley ) છે અને જો સીલીન્ડર ( cylinder ) ને એક મીનીટમાં ૧૭૦ આંટા ફેરવવું છે તો સીલીન્ડર ઉપર કેટલા ઇંચની પુલી મુકવી જોઇએ ?

```
          ૧૩૧
           ૧૬
૧૭૦)૨૦૯૬(૧૨.૩
    ૧૭૦
    ---
     ૩૯૬
     ૩૪૦
     ---
      ૫૬૦
      ૫૧૦    ઇંચની પુલી.
      ---
       ૫૦    ૧૨.૩ જવાબ.
```

જો કાર્ડીંગ એન્જીનના સીલીન્ડર ( cylinder ) ઉપર ૧૦ ઇંચની પુલી હોય અને તે એક મીનીટમાં ૧૫૦ આંટા ફરે તો લીકર-ઇન ( licker-in ) કે જેના ઉપર ૬.૫ ઇંચની પુલી છે તે કેટલા આંટા ફરશે ?

```
       ૧૫૦
        ૨૦
૬.૫)૩૦૦૦(૪૬૧.૫
     ૨૬૦
     ---
     ૪૦૦
     ૩૯૦
     ---
      ૧૦૦
       ૬૫
      ---
      ૩૫૦
      ૩૨૫
      ---
       ૨૫
```

આંટા.

૪૬૧.૫ જવાબ.

જો લીકર ઇન ( licker–in ) એક મીનીટ-માં ૪૬૨ આંટા ફરે છે અને તેના ઉપર ૩ ઇંચની પુલી ( pulley ) છે, આ પુલીમાંથી પટાવડે ૧૪ ઇંચની પુલીને ગતી મળે છે; ૧૪ ઇંચની પુલીના શેફ્ટ ( shaft ) ઉપર એક ૨૫ દાંતાનું ચક્કર છે કે જે ડોફર ( doffer ) ઉપરના ૧૮૪ દાંતાના ચક્કરને ચલાવે છે તો ડોફર એક મીનીટમાં કેટલા આંટા ફરશે ?

| | |
|---|---|
| ૧૮૪ | ૪૬૨ |
| ૧૪ | ૩ |
| ૨૫૭૬ | ૧૩૮૬ |
| | ૨૫ |
| | ૬૯૩૦ |
| | ૨૭૭૨ |
| | ૩૪૬૫૦ |

૨૫૭૬)૩૪૬૫૦(૧૩.૪
૨૫૭૬
૮૮૯૦
૭૭૨૮
૧૧૬૨૦
૧૦૩૦૪ આંટા.
૧૩૧૬ ૧૩.૪ જવાબ.

## ડાફર પીનીઅન કેવી રીતે બદલવું:—

જ્યારે ડાફર પીનીઅન (doffer pinion) ૨૫ દાંતાનું છે અને ડાફર વીલ ૧૮૪ નું છે ત્યારે ડાફર એક મીનીટમાં ૧૩.૫ આંટા ફરે છે અને જ્યારે ડાફરને એક મીનીટમાં ૧૫ આંટા ફેરવવું હોય તો કેટલા દાંતાનું પીનીઅન મુકવું?

૨૫
૧૫
૧૩.૫)૩૭૫(૨૭૭
૨૭૦
૧૦૫૦
૯૪૫
૧૦૫૦
૯૪૫
૧૦૫

દાંતાનું પીનીઅન.

૨૮ જવાબ.

જો ડોફર (doffer) એક મીનીટમાં ૧૩.૫ આંટા ફરે છે; તેને એક છેડે ૨૨ દાંતાનું બેવીલ-વીલ (bevil wheel) છે કે જે સાઈડ શેફ્ટ (side shaft) ઉપરના ૨૨ દાંતાના બેવીલવી-લને ચલાવે છે; આ સાઈડ શેફ્ટના બીજા છેડે ૨૨ દાંતાનું ફીડરોલર પીનીઅન (feed roller pinion) છે કે જે ફીડરોલર ઉપરના ૧૭૦ દાં-તાના ચક્કરને ચલાવે છે તો ફીડરોલર એક મી-નીટમાં કેટલા આંટા ફરશે?

૧૩.૫

૨૨

૧૭૦)૨૯૭.૦(૧.૭૪

૧૭૦

૧૨૭૦

૧૧૯૦

૮૦૦

૬૮૦ આંટા.

૧૨૦ ૧.૭૪ જવાબ.

**ડ્રાફ્ટ કેવી રીતે કાહાડવો:—**

જો ડોફર (doffer) એક મીનીટમાં ૧૩.૫ આંટા ફરે છે અને તેનો વ્યાસ (diamcter) ૨૪ ઈંચિનો છે અને ફીડરોલર (feed roller) એક મીનીટમાં ૧.૭૪ આંટા ફરે છે અને તેનો વ્યાસ ૨ ઈંચિનો છે તો ડ્રાફ્ટ (draft) કેટલો?

૧.૭૪ ૧૩.૫

૨ ૨૪

૩.૪૮ ૫૪૦

૨૭૦

૩.૪૮)૩૨૪.૦(૯૩

૩૧૩૨

૧૦૮૦

૧૦૪૪ ડ્રાફ્ટ.

૩૬ ૯૩ જવાબ.

## ડ્રાફ્ટ કેવી રીતે કાહાડવો:—

જો ડોફ્ફર (doffer) નો વ્યાસ (diameter) ૨૪ ઈંચિનો હોય, ડોફ્ફર ઉપરનું બેવીલવીલ ૨૨ દાંતાનું અને સાઇડિ શેફ્ટ (side shaft) ઉપર ૨૨ દાંતાનું બેવીલવીલ, ફીડ ચેન્જ પીનીઅન (feed–change--pinion) ૨૨ દાંતાનું,ફીડરોલર ઉપરનું ચક્કર ૧૭૦ દાંતાનું હોય અને ફીડરોલરનો વ્યાસ ૨ ઈંચિનો હોય તો ડ્રાફ્ટ (draft) કેટલો ?

```
  ૨૨
   ૨
 ─────
૧૭૦)૪૪૦(·૨૬
    ૩૪૦
   ─────
    ૧૦૦૦
    ૧૦૨૦
   ─────
```

```
·૨૬)૨૪૦(૯૨·૩
     ૨૩૪
    ─────
      ૬૦
      ૫૨
    ─────
       ૮૦
       ૭૮
    ─────
        ૨
```

ડ્રાફ્ટ.

૯૨·૩ જવાબ.

N. B. સરખા દાંતાના ડ્રાઇવિર અને ડ્રીવન ચક્કરને લેવાની જરૂર નથી.

જો ૨ વાર લેપ (lap) નું વજન ૨૪ ઔંસ હોય અને કાર્ડીંગમાં ૧૨૬ નો ડ્રાફ્ટ (draft)

હોય તો ૨ વાર સ્લાઇવર (sliver) નું વજન કેટલું થશે ?

ઔંસ. ગ્રેન.

૨૪ = ૧૦૫૦૦

```
१२६)१०५००(८३.३
     १००८
     ----
       ४२०
       ३७८
       ----
        ४२०
        ३७८     ગ્રેન.
        ----
         ४२     ૮૩.૩ જવાબ.
```

જો લેપ (lap) નો હેન્ક (hank) .૦૦૧૬ હોય અને કાર્ડીંગમાં ૧૨૬ નો ડ્રાફ્ટ હોય તો કાર્ડ સ્લાઇવર (card sliver) કેટલા હેન્કનો નીકળશે ?

```
 .००१६
   १२६
 -----
    ९६
   ३२
  १६          હેન્ક.
 -----
 .२०१६        .૨૦૧ જવાબ.
```

## સ્લાઈવરનો હેન્ક કેવી રીતે કાહાડવો:—

જો ૬ વાર સ્લાઈવર (sliver) નું વજન ૧૪ પેનીવેટ અને ૧૪ ગ્રેન થાય તો તેનો હેન્ક (hank) કેટલો ?

૬ વારનો ૫૦ ડીવીડન્ડ. (dividend)

| પેનીવેટ. | | ગ્રેન. | | ગ્રેન. |
|---|---|---|---|---|
| ૧૪ | = | ૧૪ | = | ૩૫૦ |

```
૩૫૦)૫૦૦(.૧૪
     ૩૫૦
     ----
     ૧૫૦૦
     ૧૪૦૦        હેન્ક.
     ----
      ૧૦૦        .૧૪ જવાબ.
```

## ચેન્જ પીનીઅન કેવી રીતે બદલવું:—

જો ૨૨ દાંતાના ચેન્જ પીનીઅન (change-pinion) થી .૦૦૧૬ નંબરનાં લેપ (lap) માંથી .૧૫ હેન્કનો સ્લાઈવર (sliver) નીકળતો હોય અને તેને તેજ લેપના બનતા સ્લાઈવરનો હેન્ક .૧૨ કરવો છે તો કેટલા દાંતાનું ચેન્જ પીનીઅન મુકવું જોઇએ ?

.૧૫
૨૨
---
૩૦
૩૦
---
.૧૨)૩.૩૦(૨૭.૫
૨૪
---
૯૦
૮૪
---
૬૦
૬૦
---
×× દાંતાનું ચેન્જ પીનીયન.
૨૮ જવાબ.

**ચેન્જ પીનીઅન કેવી રીતે શોધી કાહડવું:—**

જો ડોફર (doffer) નો વ્યાસ (diameter) ૨૪ ઈંચિનો હોય, ડોફર ઉપરનું બેવીલવીલ (bevil wheel) ૨૨ દાંતાનું, સાઈડ શેફ્ટ ઉપરનું (side shaft) ૨૨ દાંતાનું બેવીલવીલ, ફીડરોલર (feed roller) ઉપરનું ૧૭૦ દાંતાનું ચક્કર અને ફીડરોલરનો વ્યાસ ૨ ઈંચિ હોય, લેપનો હેન્ક (hank) .૦૦૧૬ હોય અને .૧૬ હેન્કનો સ્લાઈવર કાહાડવો હોય તો કેટલા દાંતાનું ચેન્જ પીનીઅન (change pinion) મુકવું પડશે?

.૦૦૧૬).૧૮(૧૧૨ ડ્રાફ્ટ.
૧૬
૨૦
૧૬
૪૦
૩૨
૮

૨૪ ૧૧૨
૧૭૦ ૨
૧૬૮૦ ૨૨૪
૨૪
૪૦૮૦

૨૨૪)૪૦૮૦(૧૮
૨૨૪
૧૮૪૦
૧૭૯૨ દાંતાનું ચેન્જ પીનીઅન.
૪૮ ૧૮ જવાબ.

કાર્ડીંગમાંથી નીકળતા સ્લાઇવર ( sliver ) ને જાડો પાતળો કરવાને માટે ફીડ ચેન્જ પીનીઅન ( feed-change-pinion ) બદલવામાં આવે છે;

કારણ કે તે બદલવાથી ફીડરોલર ( feed roller ) ની ગતીમાં ફેરફાર થાય છે, અને તેથી ડ્રાફ્ટમાં ફેરફાર થાય છે. જો સ્લાઇવરને જાડો કરવો હોય તો વધારે દાંતાનું અને પાતળો કરવો હોય તો ઓછા દાંતાનું ચેન્જ પીનીઅન મુકવું જોઇએ ?

ફીડ રોલરની અને લેપ રોલર ( lap roller ) ની સરફેસ સ્પીડ ( surface speed ) સરખી હોવી જોઇએ; જો લેપ રોલરની સરફેસ સ્પીડ વધારે હોય તો ફીડ રોલર અને લેપ રોલરની વચ્ચે લેપનો ધીમે ધીમે ઢગલો થાય છે અને જો ઓછી હોય છે તો લેપ તણાઇને તુટી જાય છે. લેપ રોલરને ફીડ રોલરમાંથી ગતી મળે છે.

જો કાર્ડીંગ એન્જીનનો ડ્રાફ્ટ ( draft ) ૯૦ હોય અને .૦૦૧૬ હેન્કના લેપ ( lap ) માંથી .૧૪ હેન્કનો સ્લાઇવર ( sliver ) નીકળતો હોય તેને બદલે .૧૦ હેન્કનો સ્લાઇવર ડ્રાફ્ટ બદલ્યા સીવાય કાઢાડવો હોય તો કેટલા હેન્કનો લેપ રાખવો પડશે ?

```
      .૦૦૧૬
        ૧૦
     ─────────
.૧૪) .૦૧૬૦ (.૦૦૧૧૪
       ૧૪
     ─────────
        ૨૦
        ૧૪
     ─────────
         ૬૦
         ૫૬
     ─────────
          ૪
     ─────────
```

હેન્ક.

.૦૦૧૧૪ જવાબ.

N. B. આ હીસાબમાં ડ્રાફ્ટ લેવાની જરૂર નથી.

## કેટલો ડ્રાફ્ટ રાખવો:—

જો ૨ વાર લેપનું વજન ૨૪ ઔંસ (ounce) હોય અને કાર્ડમાં ૧ ઔંસની ઘટ પડે તો ૨ વાર સ્લાઇવરનું ૧૧૦ ગ્રેન રાખવું છે તો કેટલો ડ્રાફ્ટ (draft) રાખવો ?

```
  ૨૪
   ૧         ગ્રેન.
 ─────
  ૨૩   =   ૧૦૦૬૨.૫
```

૧૧૦)૧૦૦૬૨.૫(૯૧.૪
૯૯૦
---
૧૬૨
૧૧૦
---
૫૨૫
૪૪૦ ડ્રાફ્ટ.
---
૮૫ ૯૧.૪ જવાબ.

જો ડોફ્ફર (doffer) એક મીનીટમાં ૧૪ આંટા ફરે છે અને તેનો વ્યાસ (diameter) ૨૪ ઇંચનો છે અને .૧૪ હેન્કનો સ્લાઇવર (sliver) નીકળે છે અને દીવસના દસ કલાક પ્રમાણે કામ કરે છે તો એક કાર્ડ ઉપર કેટલો માલ નીકળશે ?

૧૪
૬૦
---
૮૪૦
૧૦
---
૮૪૦૦ ડોફ્ફર એક દીવસનાં આંટા ફરે.
૨૪
---
૨૦૧૬૦૦
૩.૧૪
---
૮૦૬૪૦૦
૨૦૧૬૦૦
૬૦૪૮૦૦
---
૬૩૩૦૨૪.૦૦ ઇંચ, આખા દીવસમાં ડોફ્ફરમાંથી નીકળે.

૩૬)૬૩૩૦૨૪(૧૭૫૮૪ વાર
૩૬
---
૨૭૩
૨૫૨
---
૨૧૦
૧૮૦
---
૩૦૨
૨૮૮
---
૧૪૪
૧૪૪
---
× ×

વાર.

```
૮૪૦)૧૭૫૮૪(૨૦.૯
    ૧૬૮૦
    ------
      ૭૮૪૦
      ૭૫૬૦
      -----
       ૨૮૦
      -----

.૧૪)૨૦.૯(૧૪૯.૩
    ૧૪
    ----
     ૬૯
     ૫૬
    ----
     ૧૩૦
     ૧૨૬
    -----
       ૪૦        પૌંડ.
       ૪૨        ૧૪૯.૩ જવાબ.
      ----
```

કેટલા હેન્ક નીકળશેઃ—

જો ડીલીવરી રોલર્સ (delivery rollers) નો વ્યાસ ૪ ઇંચનો છે અને તે એક મીનીટમાં ૮૪ આંટા ફરેછે તો દીવસના ૧૦ કલાક પ્રમાણે કામ કરે તો કેટલા હેન્ક માલ નીકળે.

૩.૧૪
૪
―――
૧૨.૫૬ ઇંચ, રોલરનો ઘેરાવો.
૮૪
―――
૫૦૨૪
૧૦૦૪૮
―――
૧૦૫૫૦૪ ઇંચ, એક મીનીટમાં.
૬૦
―――
૬૩૩૦૨.૪૦ ઇંચ, એક કલાકમાં.
૧૦
―――
૩૬)૬૩૩૦૨૪.૦૦(૧૭૫૮૪
૩૬
―――
૨૭૩
૨૫૨
―――
૨૧૦
૧૮૦
―――
૩૦૨
૨૮૮
―――
૧૪૪
૧૪૪
―――
× × ×

૮૪૦)૧૭૫૮૪(૨૦.૯
૧૬૮૦
———
૭૮૪૦
૭૫૬૦
———
૨૮૦

૨૦.૯ જવાબ.

ડોફર પીનીયન (doffer pinion) બદલવાથી આખા કાર્ડીંગ એન્જીનમાં (સીલીન્ડર, લીકરઇન, રોલર્સ અને ક્લીયરર્સ અથવા ફ્લેટસ સીવાય) ફીડરોલર, ડોફર, કેલેન્ડર રોલર્સ અથવા ડ્રોબોક્સના રોલર્સ, કોઇલર અને કેન મોશનની ઝડપમાં ફેરફાર થાયછે. જો માલ વધારે કાહાડવો હોય અથવા કાર્ડીંગમાંથી નીકલતો સ્લાઇવર ડ્રોઈંગ ફ્રેમને પૂરો નહી પડતો હોય તો ડોફર પીનીઅન વધારે દાંતાનુ મુકવાની જરૂર છે. જો ડોફરની ઝડપમાં વધારો કરવો હોય તો વધારે દાંતાનું અને ઘટાડો કરવો હોય તો ઓછા દાંતાનું ડોફર પીનીઅન મુકવું જોઇએ.

જો સીલીન્ડર (cylinder) નો વ્યાસ ૫૦ ઈંચનો હોય તો તેનો ઘેરાવો કેટલો ?

N. B. વ્યાસને ૩.૧૪૧૬ ગુણવાથી ઘેરાવો નીકળે છે.

૪૫
૩.૧૪
---
૧૮૦
૪૫
૧૩૫
---
૧૪૧.૩૦ ઈંચ. ઘેરાવો.

૧૪૧.૩ જવાબ.

જો સીલીન્ડર ( cylinder ) નો વ્યાસ (diameter ) ૫૦ ઈંચ હોય અને તેની પોહોળાઈ ૪૫ ઈંચની હોય અને તેના ઉપર ચઢાવવાની ફીલેટ ( fillet ) ૨ ઈંચ પોહોળી હોય તો કેટલી ફીલેટ જોઈશે ?

૫૦
૩.૧૪
---
૧૫૭.૦૦ ઈંચ, સીલીન્ડર
૨૨.૫ નો ઘેરાવો.
---
૭૮૫
૩૧૪
૩૧૪
૩૬)૩૫૩૨.૫ ઈંચ (૯૮.૧
૩૨૪
---
૨૯૨

૨ ) ૪૫ ( ૨૨.૫
૨
---
૫
૪
---
૧૦
૧૦
---
××

```
 ૬૫૨
 ૨૮૮
 ----
  ૪૫
  ૩૬          વાર.
 ----
   ૯          ૫૮.૧ જવાબ.
```

જો ડોફર ( doffer ) નો વ્યાસ(diameter) ૨૪ ઇંચનો છે અને તેની પોહોળાઈ ૪૫ ઇંચ છે અને ફ્લીટ ૧.૫ ઇંચ પોહોળી છે તો કેટલી ફ્લીટ જોઇએ ?

```
    ૨૪                  ૧.૫)૪૫(૩૦
  ૩.૧૪                      ૪૫
 -----                      ---
 ૭૫.૩૬ ઇંચ, ઘેરાવો.          ××
    ૩૦
 -----
 ૨૨૬૦૮૦ ઇંચ.

        ૩૬)૨૨૬૦.૮(૬૨.૮
           ૨૧૬
           ----
            ૧૦૦
             ૭૨
            ----
            ૨૮૮
            ૨૮૮        વાર.
            ----
             × ×       ૬૨.૮ જવાબ.
```

ડ્રોબોકસ ડ્રાફ્ટ ( draw--box--draft ) કેવી રીતે કાહાડવો:—

ડ્રાબોક્સ ડ્રાઇવીંગ શેફ્ટ (driving shaft) ઉપર ૩૭ દાંતાનું ચક્કર છે કે જે ફ્રન્ટ રોલર (front roller) ઉપરના ૨૩ દાંતાના ચક્કરને ચલાવે છે અને ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચ છે; તેજ શેફ્ટ ઉપર બીજું એક ૩૩ દાંતાનું ચક્કર છે કે જે બેક રોલર (back roller) ઉપરના ૨૫ દાંતાના ચક્કરને ચલાવે છે અને બેક રોલર વ્યાસ ૧ ઇંચનો છે તો ડ્રાફ્ટ કેટલો?

```
      ૩૭                            ૩૩
     ૧.૨૫                            ૧
૨૩)૪૬.૨૫(૨.૦૧                  ૨૫)૩૩(૧.૩૨
    ૪૬                              ૨૫
    ૨૫                              ૮૦
    ૨૩                              ૭૫
     ૨                               ૫૦
                                     ૫૦
                                     ××

        ૧.૩૨)૨.૦૧(૧.૫
             ૧૩૨
             ૬૯૦
             ૬૬૦         ડ્રાફ્ટ.
              ૩૦         ૧.૫ જવાબ.
```

## ટોટલ ડ્રાફ્ટ કેવી રીતે કાહાડવા:—

જો કાર્ડીંગમાં ૯૪ ડ્રાફ્ટ (draft) હોય અને ડ્રાબોક્સ (draw--box) માં ૧.૫ ડ્રાફ્ટ હોય તો બધો મળીને (total) ડ્રાફ્ટ કેટલો?

| | |
|---|---|
| ૯૪ | |
| ૧.૫ | |
| ૪૭૦ | |
| ૯૪ | ડ્રાફ્ટ. |
| ૧૪૧.૦ | ૧૪૧ જવાબ. |

## કોમ્બના સ્ટ્રોક કેવી રીતે કાહાડવા:—

જો સીલીન્ડર (cylinder) એક મીનીટમાં ૧૫૦ આંટા ફરે છે અને તેના ઉપરની ગ્રુવ્ડ પુલી (grooved pulley) નો વ્યાસ ૨૪ ઈંચિ છે; આ પુલીવડે સ્ટડ પુલી (stud pulley) કે જેનો વ્યાસ ૪ ઈંચિનો છે તેને ગતી મળે છે; આ સ્ટડ ઉપર બીજી ૬ ઈંચિના વ્યાસની પુલી છે કે જેમાંથી કોમ્બ (comb) ઉપરની ૩ ઈંચિના વ્યાસની પુલીને ગતી મળે છે તો કોમ્બ એક મીનીટમાં કેટલા સ્ટ્રોક (strokes) કરશે?

[illegible]

૨૪          ૩

૩૬૦૦          ૧૨

```
     ૬
૧૨)૨૧૬૦૦(૧૮૦૦
   ૧૨
   ───
    ૯૬
    ૯૬             રટ્રોક.
   ───
    ××             ૧૮૦૦ જવાબ.
```

લૅપમાં બાકી રહેલો કચરો, ભાગી ગયેલા બીઆ, નેપ ( nep ) ને કાઢી નાખવાને સારૂ તથા રૂના તારને સીધા કરવાનું કામ કાર્ડીંગ એન્જીન કરે છે. સ્લાઇવર (sliver) ને સારો કાહાડવાને સારૂ નીચે બતાવેલી બાબતો ધ્યાનમાં લેવી જોઇએ:—

સીલીન્ડર ( cylinder ), રોલર્સ ( rollers ) અને ફ્લેટસ ( flats ) તે સઘળા બરોબર સારી હાલતમાં હોવા જોઇએ; સાંચાના જુદા જુદા ભાગ બરોબર લેવલમાં (level) હોવા જોઇએ; ફીલેટીંગ ( filleting ) બરોબર રીતે સખત તથા સરખી રીતે ચઢાવેલી હોવી જોઇએ; ફ્લેટના અણીઆ

બરોબર રીતે અણીવાળા તથા સુંવાળા હોવા જોઇએ; ફીલેટીંગ ચઢાવેલા ભાગો કોઇ કોઇને અડક્યા સીવાય જેમ બને તેમ નજીક હોવા જોઇએ; જુદા જુદા ભાગોની ચાલવાની ઝડપ જેટલી જોઇએ તેટલી રાખવી જોઇએ; અને લેપના રૂનો જથો એકદમ જવા દેવો જોઇએ નહી પણ થોડો થોડો જવા દેવો એટલે લાઇટ કાર્ડીંગ (light) રાખવું.

**ફીલેટીંગ:—**

લોઢા કરતાં પોલાદની બનાવેલી ફીલેટીંગ સારી ગણાય છે; કારણ કે તેના ઘણાજ ઝીણા અણીઆરા કાઢી શકાય છે; તેના અણીઆરા બહુ દીવસ સુધી અણીવાળા રહે છે તેથી એકવાર ગ્રાઇન્ડીંગ (grinding) કરેલું ઘણા દીવસ ચાલે છે. વળી તેના વાળા સ્તિથિક સ્થાપક (elastic) હોય છે તેથી ફરીને વાંકા વળી જતા નથી.



## ડ્રોઇંગ ફ્રેમ ( Drawing Frame )

કાર્ડીંગ એન્જીનમાંથી નીકળેલી પુણીઓ કોઇ ઠેકાણે જાડી અને કોઈ ઠેકાણે પાતળી હોય તે ડ્રોઇંગ ફ્રેમમાં જવાથી લગભગ સરખી જાડાઈની પુણીઓ થાય છે; કારણ કે ડ્રોઇંગ ફ્રેમની પાછળ ૬ થી ૮ સુધી પુણીઓ મુકવામાં આવે છે અને તે બધાની મળીને એક પુણી બને છે તેથી જે કાંઈ કસર કાર્ડીંગની પુણીમાં રહી હોય તે કેટલીક જતી રહે છે. તેજ પ્રમાણે પહેલા ડ્રોઇંગ હેડ ( drawing--head ) માંથી નીકલેલી પુણીઓને પહેલા હેડની માફક બીજામાં પણ મુકવામાં આવે છે તેથી કરીને જે કાંઈ કસર રહી હોય તેમાંથી વળી કેટલીક જતી રહે છે; તેજ પ્રમાણે ત્રીજા હેડમાં મોકલવામાં આવે છે. જેમકે—કાર્ડીંગની છ પુણીઓ ડ્રોઇંગ ફ્રેમની પાછળ મુકીએ તેમાં ધારો કે એક પુણી બીજી બધી કરતાં જાડી છે અને તે પહેલા હેડમાં જવાથી તેની ૫/૬ કસર ઓછી થાય છે અને બાકીની ૧/૬ રહી તે વળી બીજા હેડમાં જવાથી ૧/૩૬ કસર રહે છે અને તેવીજ રીતે ત્રીજા હેડમાં ૧/૨૧૬ થઈ જાય છે. ડ્રોઇંગ

ફ્રેમ ત્રણથી પાંચ હેડના (head) બને છે એટલે કાર્ડી-ગની પુણીઓ ત્રણથી પાંચ વખત ડ્રોઇંગ ફ્રેમમાં દાખલ કરવામા આવે છે. આ ઉપરથી સીધ થાય છે કે જેમ વધારે હેડ હોય તેમ સારા પણ ઘણા હે-ડમાં દાખલ કરવાથી સ્લાઇવરની મજબુતાઈમાં ઘણું નુકસાન થાય છે અને તેને નુકસાન થયું એટલે સુંતરની મજબુતાઈમાં ઘણો ઘટાડો થાય છે. વ-ળી ડ્રોઇંગ ફ્રેમમાં જવાથી પુણીઓના તાર સીધા થાય છે.

## ફ્રન્ટ રોલર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

જો લાઇંગ શેફ્ટ (lying shaft) એક મી-નીટમાં ૧૨૫ આંટા ફરે છે અને તેના ઉપર ૨૧.૫ ઇંચના વ્યાસ (diameter) ની પુલી (pulley) છે; આ પુલીમાંથી ફ્રેમ (frame) ના છેડા ઉપરની ૧૧ ઇંચના વ્યાસની પુલીને ગ-તી મળે છે; આ ૧૧ ઇંચની પુલીની શેફ્ટ ઉપર બીજી ૧૪ ઇંચના વ્યાસની પુલી છે કે જે ફ્રન્ટ રોલર (front roller) ઉપરની ૧૦ ઇંચના વ્યાસની પુલીને ચલાવે છે તો ફ્રન્ટ રોલર એક મીનીટમાં કેટલા આંટા ફરશે?

```
     ૧૨૫          ૧૧
     ૨૧.૫         ૧૦
   ------        ----
      ૬૨૫         ૧૧૦
     ૧૨૫
    ૨૫૦
   --------
    ૨૬૮૭.૫
        ૧૪
   --------
    ૧૦૭૫૦૦
    ૨૬૮૭૫
  ----------
    ૩૭૬૨૫.૦
    ૧૧૦)૩૭૬૨૫(૩૪૨
         ૩૩૦
        -----
          ૪૬૨
          ૪૪૦
         -----
           ૨૨૫
           ૨૨૦        આંટા.
          -----
             ૫       ૩૪૨ જવાબ.
```

## ફ્રન્ટ રોલરમાંથી એક મીનીટમાં કેટલો સ્લાઈવર નીકળશે?

જો ફ્રન્ટ રોલર (front roller) નો વ્યાસ ૧.૨૫ ઈંચનો છે અને તે એક મીનીટમાં ૩૪૨ આંટા ફરે છે તો એક મીનીટમાં કેટલો સ્લાઈવર (sliver) નીકળશે?

```
       ૧.૨૫
       ૩.૧૪
     --------
        ૫૦૦
       ૧૨૫
     ૩૭૫
     --------
     ૩.૯૨૫૦  ઇંચ, ફ્રન્ટ રોલર-
        ૩૪૨          નો ઘેરાવો.
   -----------
     ૭૮૫૦૦
   ૧૫૭૦૦૦
  ૧૧૭૭૫૦
  -----------
  ૧૩૪૨.૩૫૦૦   ઇંચ.
```

૧૩૪૨.૩૫ જવાબ.

## હેન્ક કેવી રીતે કાહાડવો:—

જો ફ્રન્ટ રોલર ( front roller ) માંથી નીકળતા ૫ વાર સ્લાઇવર ( sliver ) નું વજન ૧૩ પેનીવેટ અને ૨૧ ગ્રેન થાય તો તેનો હેન્ક ( hank ) કેટલો ?

| પેનીવેટ. | | ગ્રેન. | | ગ્રેન. |
|---|---|---|---|---|
| ૧૩ | = | ૨૧ | = | ૩૩૩ |

૫ વારનો ૪૧.૬ ડીવીડન્ડ ( dividend ).

```
૩૩૩)૪૧.૫(.૧૨૫
    ૩૩૩
    ----
     ૮૩૦
     ૬૬૬
    ----
    ૧૬૪૦      હેન્ક.
    ૧૬૬૫      .૧૨૫ જવાબ.
    ----
```

## ડ્રોઇંગ સ્લાઇવર ઉપરથી કાર્ડ સ્લાઇવરનો હેન્ક કેવી રીતે શોધી કાહાડવો?

જો ફ્રૂન્ટ રોલર ( front roller ) માંથી નીકળતા સ્લાઇવર ( sliver ) નો હેન્ક ( hank ) .૧૨૫ હોય અને પાછળ ૬ સ્લાઇવર મુકવામાં આવ્યા હોય ૫.૫ નો ડ્રાફ્ટ ( draft ) હોય તો કાર્ડ સ્લાઇવરનો હેન્ક કેટલો?

```
       .૧૨૫
          ૬
      -----
૫.૫) .૭૫૦(૧૩૬
      ૫૫
     ----
      ૨૦૦
      ૧૬૫
     ----
       ૩૫૦
       ૩૩૦      હેન્ક.
      ----
        ૨૦      .૧૩૬ જવાબ.
```

## વજન ઉપરથી ડ્રાફ્ટ કેવી રીતે શોધી કાહાડવો ?

જો ફ્રન્ટ રોલર (front roller) માંથી નીકળતા ૫ વાર (yards) સ્લાઈવર (sliver) નું વજન ૧૩ પેનીવેટ અને ૨૧ ગ્રેન હોય અને પાછળ ૬ સ્લાઈવર મુકવામાં આવ્યા હોય અને ૫ વાર કાર્ડ સ્લાઈવરનું વજન ૧૨ પેનીવેટને ૧૮ ગ્રેન હોય તો ડ્રાફ્ટ (draft) કેટલો ?

| પેનીવેટ. | | ગ્રેન. | | ગ્રેન. |
|---|---|---|---|---|
| ૧૩ | = | ૨૧ | = | ૩૩૩ |
| ૧૨ | = | ૧૮ | = | ૩૦૬ |

```
       ૩૦૬
         ૬
    ─────────
૩૩૩) ૧૮૩૬ (૫.૫
     ૧૬૬૫
    ─────────
      ૧૭૧૦
      ૧૬૬૫      ડ્રાફ્ટ.
    ─────────
        ૪૫      ૫.૫ જવાબ.
```

## હેન્ક ઉપરથી ડ્રાફ્ટ કેવી રીતે શોધી કાહાડવો:—

જો ફ્રન્ટ રોલર ( front roller ) માંથી નીકળતા સ્લાઇવિર (sliver) નો હેન્ક (hank) .૧૨૫ હોય અને પાછળ ૬ સ્લાઇવર મૂકવામાં આવ્યા હોય અને કાર્ડ સ્લાઇવિરનો હેન્ક .૧૩૬ હોય તો ડ્રાફ્ટ કેટલો?

```
        .૧૨૫
           ૬
.૧૩૬).૭૫૦(૫.૫
       ૬૮૦
      ----
        ૭૦૦
        ૬૮૦        ડ્રાફ્ટ.
      ----
         ૨૦       ૫.૫ જવાબ
```

## ડ્રાફ્ટ ઉપરથી ડ્રોઇંગ સ્લાઇવિરનો હેન્ક કેવી રીતે શોધી કાહાડવો?

જો કાર્ડ સ્લાઇવર (sliver) નો હેન્ક (hank) .૧૩૬ અને ડ્રોઇંગ ફ્રેમમાં ૬ સ્લાઇવર મુકવામાં આવ્યા હોય અને ૫.૫ નો ડ્રાફ્ટ (draft) હોય તો ફ્રન્ટ રોલર ( front roller ) માંથી નીકળતા સ્લાઇવરનો હેન્ક કેટલો?

.૧૩૬
૫.૫
---
૬૮૦
૬૮૦
---
૬).૭૪૮૦(.૧૨૪
૬
---
૧૪
૧૨
---
૨૮
૨૪
---
૪
---

હેન્ક.

.૧૨૪ જવાબ

## ડ્રાફ્ટ ઉપરથી કાર્ડ સ્લાઇવરનો હેન્ક કેવી રીતે શોધી કાહાડવો?

જો ફ્રન્ટ રોલર (front roller) માંથી નીકળતા ૫ વાર સ્લાઇવર (sliver) નું વજન ૩૩૩ ગ્રેન હોય અને પાછળ ૬ સ્લાઇવર મુકવામાં આવ્યા હોય અને ૬.૫ નો ડ્રાફ્ટ હોય તો ૫ વાર કાર્ડ સ્લાઇવરનું વજન કેટલું હોવું જોઇએ?

```
        ૩૩૩
         ૬.૫
      ------
       ૧૬૬૫
      ૧૯૯૮
      ------
૬)   ૨૧૬૪.૫(૩૬૦.૬
      ૧૮
      ----
       ૩૬
       ૩૬
       -----
         ૪૫
         ૩૬
        ----
          ૯
        ----
```

ગ્રેન.

૩૩૦.૬ જવાબ

## ડ્રાફ્ટ ઉપરથી ડ્રોઇંગ સ્લાઇવરનું વજન કેવી રીતે શોધી કાહાડવું?

જો ૫ વાર કાર્ડ સ્લાઇવરનું વજન ૩૦૬ ગ્રેન હોય અને પાછળ ૬ સ્લાઇવર મુકવામાં આવ્યા હોય અને ૫.૫ નો ડ્રાફ્ટ (draft) હોય તો ૫ વાર ડ્રોઇંગ સ્લાઇવરનું વજન કેટલું થશે?

```
     ૩૦૬
       ૬
    ------
૫.૫)૧૮૩૬(૩૩૩
    ૧૬૫
    ----
     ૧૮૬
     ૧૬૫
     ----
      ૨૧૦
      ૧૬૫     ગ્રેન.
      ----
       ૪૫     ૩૩૩ જવાબ.
```

## ડ્રાફ્ટ કેવી રીતે શોધી કાહાડવો?

જો ફ્રન્ટ રોલર વીલ (front roller wheel) ૨૦ દાંતાનું, ક્રાઉન વીલ (crown wheel) ૧૦૦ દાંતાનું, ચેન્જ પીનીઅન (change pinion) ૪૬ દાંતાનું, બેક રોલર વીલ (back roller wheel) ૫૪ દાંતાનું, ફ્રન્ટ રોલરનો વ્યાસ (diameter) ૧.૨૫ ઈંચનો અને બેક રોલરનો વ્યાસ ૧.૧૨૫ ઈંચનો છે તો ડ્રાફ્ટ (draft) કેટલો?

```
  ૨૦                 ૧૦૦
  ૪૬                  ૫૪
------              ------
 ૯૨૦                ૫૪૦૦
૧.૧૨૫               ૧.૨૫
------              ------
 ૪૬૦૦              ૨૭૦૦૦
 ૧૮૪૦             ૧૦૮૦૦
 ૯૨૦              ૫૪૦૦
૯૨૦               ------
------            ૬૭૫૦.૦૦
૧૦૩૫.૦૦૦

૧૦૩૫)૬૭૫૦(૬.૫
     ૬૨૧૦
     ------
      ૫૪૦૦
      ૫૧૭૫      ફ્રાંક.
      ------
       ૨૨૫      ૬.૫ જવાબ.
```

**અથવા.**

```
  ૨૦          ૫૪
  ૪૬         ૧૦૦
 -----       -----
 ૯૨૦         ૫૪૦૦

૫૪૦૦)૯૨૦૦(.૧૭૦
     ૫૪૦૦
     ------
     ૩૮૦૦૦
     ૩૭૮૦૦
     ------
       ૨૦૦
```

```
      .૧૭૦
     ૧.૧૨૫
    -------
       ૮૫૦
      ૩૪૦
     ૧૭૦
    ૧૭૦
   --------
   .૧૯૧૨૫૦
.૧૯૧૨)૧૨૫૦૦(૬.૫
       ૧૧૪૭૨
      --------
        ૧૦૨૮૦
         ૯૫૬૦
      --------
          ૭૨૦
```

## ચેન્જ પીનીઅન કેવી રીતે શોધી કાહાડવું:--

જો ફ્રન્ટ રોલર (front roller) રોલર વીલ ૨૦ દાંતાનું, ક્રાઉન (crown wheel) વીલ ૧૦૦ દાંતાનું, બેકરોલર વીલ ( back roller wheel ) ૫૪ દાંતાનું, ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચ, બેકરોલરનો વ્યાસ ૧.૧૨૫ ઇંચિ અને ૬ નો ડ્રાફ્ટ ( draft ) રાખવો છે તો કેટલાં દાંતાનું ચેન્જ પીનીઅન ( change--pinion ) મુકવું જોઇએ ?

```
  ૧૦૦                    ૨૦
   ૫૪                 ૧.૧૨૫
 ----                 -------
 ૫૪૦૦                ૨૨.૫૦૦
  ૧.૨૫
 ------
 ૨૭૦૦૦
૧૦૮૦૦
૫૪૦૦
-------
૬૭૫૦.૦૦

    ૨૨.૫)૬૭૫૦(૩૦૦
         ૬૭૫
         ---
         xxx

     ૬)૩૦૦(૫૦
       ૩૦
       xx   દાંતાનું, ચેન્જ પીનીઅન.
                 ૫૦          જવાબ.
```

**ફ્રન્ટ રોલર વીલ કેવી રીતે શોધી કાહાડવું:—**

જો ચેન્જ પીનીઅન (change pinion) ૫૦ દાંતાનું, ક્રાઉનવીલ (crown weel) ૯૫ દાંતાનું બેક રોલર વીલ (back roller wheel) ૫૪ દાંતાનું, ફ્રન્ટરોલરનો વ્યાસ ૧.૨૫ ઈંચનો, બેકરોલરનો વ્યાસ ૧.૧૨૫ ઈંચનો અને ૬ નો ડ્રાફ્ટ છે (draft) તો ફ્રન્ટ રોલર ઉપરનું ચક્કર

કેટલા દાંતાનું હોવું જોઇએ?

```
    ૧.૧૨૫            ૯૫
       ૫૦            ૫૪
   ------           ---
   ૫૬.૨૫૦           ૩૮૦
        ૬          ૪૭૫
   ------          ----
  ૩૩૭.૫૦૦          ૫૧૩૦
                   ૧.૨૫
                  -----
                  ૨૫૬૫૦
                 ૧૦૨૬૦
                 ૫૧૩૦
                 -------
                 ૬૪૧૨.૫૦

૩૩૭.૫)૬૪૧૨.૫(૧૯
       ૩૩૭૫
       -----
       ૩૦૩૭૫
       ૩૦૩૭૫
       -----
       × × ×
```

દાંતાનું, ફ્રન્ટરોલર વીલ.

૧૯ જવાબ.

**એકરોલર વીલ કેવી રીતે શોધી કાહાડવું:—**

જો ફ્રન્ટ રોલર (front roller wheel) વીલ ૨૦ દાંતાનું, ક્રાઉન વીલ (crown wheel) ૧૦૦ દાંતાનું, ચેન્જ પીનીઅન (change pinion) ૪૫ દાંતાનું, ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચનો,

બેકરોલરનો ( back roller ) વ્યાસ ૧.૧૨૫ ઈંચનો અને ૬ ડ્રાફ્ટ ( draft ) છે તો બેકરોલર વીલ કેટલા દાંતાનુ હોવું જોઇએ ?

```
        ૨૦       ૧૦૦
        ૪૫       ૧.૨૫
        ----     -------
        ૯૦૦      ૧૨૫.૦૦
          ૬
        ----
       ૫૪૦૦
      ૧.૧૨૫
      -------
      ૨૭૦૦૦
     ૧૦૮૦૦
     ૫૪૦૦
    ૫૪૦૦
    ---------
૧૨૫) ૬૦૭૫.૦૦૦ (૪૮
    ૫૦૦
    ----
    ૧૦૭૫
    ૧૦૦૦     દાંતાનું, બેક રોલર વીલ.
    ----
      ૭૫     ૪૮              જવાબ.
```

## ફ્રન્ટ રોલર વીલ, ચેન્જ પીનીઅન, કાઉન વીલ અને બેક રોલર વીલ કેવી રીતે શોધી કાહાડવા:—

જો ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૧૨૫ ઇંચ હોય,

અને ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચિ હોય અને ૬ ડ્રાફ્ટ રાખવો હોય તો ફ્રન્ટ રોલર વીલ, ક્રાઉન વીલ, ચેન્જ પીનીઅન અને બેક રોલર વીલ કેટલા દાંતાના જોઇએ ?

ધારો કે ફ્રન્ટ રોલર વીલ ૨૦ દાંતાનું, અને ક્રાઉન વીલ ૧૦૦ દાંતાનું.

૨૦)૧૦૦(૫
૧૦૦
× ×

૫ : ૬ ડ્રાફ્ટ
૮ : ૮

ચેન્જ પીનીઅન ૪૦:૪૮ બેક રોલર વીલ.

પણ બેક રોલરનો વ્યાસ ૧.૧૨૫ ઇંચિ અને ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચિનો છે તેથી

૨૦
૧.૨૫
૨૫ ફ્રન્ટ રોલર વીલ

૪૮
૧.૧૨૫
૯૦૦૦
૪૫૦૦
૫૪.૦૦૦ બેક રોલર વીલ.

| | | |
|---|---|---|
| ફ્રન્ટરોલર વીલ | ૨૫ | જવાબ. |
| ક્રાઉન વીલ | ૧૦૦ | |
| ચેન્જ પીનીઅન | ૪૦ | |
| બેકરોલર વીલ | ૫૪ | |

## જુદા જુદા ડ્રાફ્ટ કેવી રીતે શોધી કાહાડવા:—

ફ્રન્ટરોલર વીલ ૨૫ દાંતાનું, ક્રાઉનવીલ ૧૦૦ દાંતાનું, ચેન્જપીનીઅન ૩૦ દાંતાનું, બેકરોલર વીલ ૪૫ દાંતાનું; ચોથા રોલર ઉપર ૩૦ દાંતાનું ચક્કર છે કે જે ત્રીજા રોલર ઉપરના ૧૩ દાંતાના ચક્કરને ચલાવે છે; વળી ચોથા રોલર ઉપર બીજુ એક ૪૨ દાંતાનું ચક્કર છે કે જે બીજા રોલર ઉપરના ૧૩ દાંતાના ચક્કરને ચલાવે છે; ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૨૫ ઈંચનો, બીજા રોલરનો વ્યાસ ૧.૨૫ ઈંચનો અને ચોથા રોલર (બેકરોલર)નો વ્યાસ ૧.૨૫ ઈંચનો છે તો પહેલા અને બીજા, બીજા અને ત્રીજા, ત્રીજા અને ચોથા રોલરો વચ્ચે ડ્રાફ્ટ અને ટોટલ ડ્રાફ્ટ (total draft) કેટલો?

| | |
|---|---|
| ૩૦ | ૧૭ |
| ૧.૧૨૫ | ૧.૨૫ |
| ૩૩.૭૫૦ | ૨૧.૨૫ |

```
૨૧.૨૫)૩૩.૭૫૦(૧.૫૮   ત્રીજા અને ચોથા રો-
      ૨૧૨૫                લર વચ્ચે ડ્રાફ્ટ.
     ------
      ૨૧૫૦૦
      ૧૦૬૨૫
     ------
       ૧૮૭૫૦
       ૧૭૦૦૦
     ------
        ૧૭૫૦
     ------
```

```
 ૪૨        ૩૦
 ૧૭        ૧૩
----      ----
૭૧૪       ૩૯૦
```

```
૩૯૦)૭૧૪(૧.૮૩    ત્રીજા અને બીજા
    ૩૯૦         રોલરની વચ્ચે ડ્રાફ્ટ
   ------
    ૩૨૪૦
    ૩૧૨૦
   ------
     ૧૨૦૦
     ૧૧૭૦
   ------
       ૩૦
```

N. B. બીજા અને ત્રીજા રોલરનો વ્યાસ સરખો છે માટે તેમને હીસાબમાં લેવાની જરૂર નથી.

| | |
|---|---|
| ૨૫ | ૧૦૦ |
| ૩૦ | ૪૫ |
| ૭૫૦ | ૪૫૦૦ |
| ૪૨ | ૧૩ |
| ૧૫૦૦ | ૫૮૫૦૦ |
| ૩૦૦૦ | ૧.૨૫ |
| ૩૧૫૦૦ | ૨૯૨૫૦૦ |
| ૧.૧૨૫ | ૧૧૭૦૦૦ |
| ૧૫૭૫૦૦ | ૫૮૫૦૦ |
| ૬૩૦૦૦ | ૭૩૧૨૫.૦૦ |
| ૩૧૫૦૦ | |
| ૩૧૫૦૦ | |
| ૩૫૪૩૭.૫૦૦ | |

૩૫૪૩૭.૫)૭૩૧૨૫.૦(૨.૦૬
૭૦૮૭૫૦
૨૨૫૦૦૦૦
૨૧૨૬૨૫૦
૧૨૩૭૫૦

બીજા અને પહેલા રોલર વચ્ચે ડ્રાફ્ટ.

| | |
|---|---|
| ૨૫ | ૧૦૦ |
| ૩૦ | ૪૫ |
| ૭૫૦ | ૪૫૦૦ |

૭૫૦)૪૫૦૦(૬ ટોટલ ડ્રાફ્ટ.
    ૪૫૦૦
    ×  ×

N. B. પહેલા અને ચોથા રોલરનો વ્યાસ સરખો છે માટે તેમને હીસાબમાં લેવાની જરૂર નથી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨.૦૬ | પેહેલા | અને | બીજા | રોલર વચ્ચે. | ડ્રાફ્ટ. |
| ૧.૮ | બીજા | ,, | ત્રીજા | ,, | |
| ૧.૬ | ત્રીજા | ,, | ચોથા (બેક) | ,, | |

૬ ટોટલ જવાબ.

## ત્રીજા રોલર ઉપર ચક્કર કેવી રીતે શોધી કાહાડવું:—

જો બેકરોલર (back roller) નો વ્યાસ ૧.૨૫ ઇંચ છે, તેના ઉપર ૩૦ દાંતાનું ચક્કર છે કે જે ત્રીજા રોલરને ચલાવે છે; ત્રીજા રોલરનો વ્યાસ ૧.૧૨૫ ઇંચ છે અને ૧.૪ ડ્રાફ્ટ (draft) રાખવો છે તો ત્રીજા રોલર ઉપર કેટલા દાંતાનું ચક્કર મુકવું જોઇએ ?

```
     ૩૦            ૧.૪
  ૧.૧૨૫           ૧.૨૫
 ---------       --------
 ૩૩.૭૫૦          ૧.૭૫૦

૧.૭૫૦)૩૩.૭૫૦(૧૯
       ૧૭૫૦
      -------
       ૧૬૨૫૦
       ૧૫૭૫૦  દાંતાનું ચક્કર.
      -------
         ૫૦૦        ૧૯ જવાબ.
      -------
```

## બીજા રોલર ઉપર ચક્કર કેવી રીતે શોધી કાહાડવું:-

એક રોલર ઉપર ૩૦ દાંતાનું ચક્કર છે કે જે ત્રીજા રોલર ઉપરના ૧૯ દાંતાના ચક્કરને ચલાવે છે, ત્રીજા રોલરના વ્યાસ ૧.૧૨૫ ઇંચિ છે; વળી એક રોલર ઉપર બીજુ ૩૬ દાંતાનું ચક્કર છે કે જે બીજા રોલરને ચલાવે છે, બીજા રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચિ છે, અને બીજા અને ત્રીજા રોલર વચ્ચે ૧.૮ ડ્રાફ્ટ (draft) રાખવો છે તો બીજા રોલર ઉપર કેટલા દાંતાનું ચક્કર મુકવું જોઇએ?

```
           ૩૦              ૧.૭૭૬
        ૧.૧૨૫                ૧.૮
૧૯)૩૩.૭૫૦(૧.૭૭૬      ૧૪૨૦૮
   ૧૯                   ૧૭૭૬
   ૧૪૭                ૩.૧૯૬૮
   ૧૩૩
    ૧૪૫
    ૧૩૩
     ૧૨૦
     ૧૧૪
        ૬

  ૩૬          ૩.૧૯)૪૫.૦૦(૧૪
 ૧.૨૫               ૩૧૯
  ૧૮૦              ૧૩૧૦
  ૭૨               ૧૨૭૬   દાંતાનું ચક્કર.
 ૩૬                  ૩૪   ૧૪ જવાબ.
૪૫.૦૦
```

ફ્રન્ટરોલર વીલ ( front roller wheel ) ૨૫ દાંતાનું, ક્રાઉનવીલ ( crown wheel ) ૧૦૦ દાંતાનું, ચેન્જપીનીઅન ( change pinion ) ૪૪ દાંતાનું, બેકરોલર વીલ ( back roller wheel ) પર દાંતાનું; બેકરોલર ઉપર બીજુ એક ૪૦ દાં-

તાનું ચક્કર છે કે જે બીજા રોલરને ચલાવે છે, બીજા રોલરનો વ્યાસ ૧.૨૫ ઇંચિનો, ફ્રન્ટ રોલરનો વ્યાસ ૧.૧૨૫ ઇંચિનો અને બીજા અને પહેલા રોલર વચ્ચે ૨.૦ નો ડ્રાફ્ટ (draft) રાખવો છે તો બીજા રોલર ઉપર કેટલા દાંતાનું ચક્કર મુકવું જોઇએ?

૨૫
૪૪
———
૧૦૦
૧૦૦
———
૧૧૦૦
૪૦
———
૪૪૦૦૦
૧.૨૫
———
૨૨૦૦૦૦
૮૮૦૦૦
૪૪૦૦૦
———
૫૫૦૦૦.૦૦
૨.૦૯
———
૪૯૫૦૦૦
૧૧૦૦૦૦
———
૧૧૪૯૫૦.૦૦

૧૦૦
૫૧
———
૫૧૦૦

૫૧૦૦)૧૧૪૯૫૦(૨૨.૫
૧૦૨૦૦
———
૧૨૯૫૦
૧૦૨૦૦
———
૨૭૫૦૦
૨૫૫૦૦
———
૨૦૦૦
———

૧.૧૨૫)૨૨.૫૯(૨૦
૨૨૫૦ દાંતાનુ ચક્કર.
××× ૨૦ જવાબ.

રોલર્સ (rollers) ની વચ્ચેની જગા રૂના તારની લંબાઈ ઉપર આધાર રાખે છે; તેમાં પહેલા (front) અને બીજા (second) રોલર વચ્ચેનું છેટું વપરાતા રૂના તારની લંબાઈ કરતાં આશરે $\frac{1}{8}$ ઇંચ વધારે રાખવું.

ધારો કે રૂના તારની લંબાઈ ૧ ઇંચ છે તો ઘણું કરીને પેહેલા (front) અને બીજા રોલરના સેન્ટર (from centre to centre) વચ્ચે ૧.૧૨૫ ઇંચ, બીજા અને ત્રીજા રોલરના સેન્ટરની વચ્ચે ૧.૩૭૫ ઇંચ, અને ત્રીજા અને ચોથા (back) રોલરના સેન્ટરની વચ્ચે ૧.૫ ઇંચ, છેટું રાખવું જોઇએ.

કોઈ કોઈ ડ્રોઇંગ ફ્રેમમાં ત્રણ રોલર હોય છે અને કોઈ કોઈમાં ચાર રોલર હોય છે; જેમાં ચાર રોલર હોય છે તે સારૂ ગણાય છે કારણ કે તેમાંથી માલ વધારે નીકળે છે. દરેક રોલરની ઝડપ કેટલી રાખવી તે રૂ ઉપર આધાર રાખે છે, પણ ઘણું કરીને જો ચોથો રોલર (back) એક મીનીટમાં ૧૦૦ આંટા ફરે, તો ત્રીજો ૧૨૫,

